# ઝિક્ર અને તસ્બીહ

મૌ. શોએબ મેમન જુનાગઢી

અનુ. સાદિકભાઈ મોટાના - નડિયાદ

## ઇસ્લામિક ઇન્ફર્મેશન સેન્ટર

હોટલ નુરાની પાસે, ડાંડા બજાર, ભુજ - કચ્છ.

મો. : ૮૪૦૧૭ ૮૬૧૭૨

Blog : www.iickutch.blogspot.in

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# ઝિક્ર અને તસ્બીહ

**મૌ. શોએબ મેમન જુનાગઢી**

**અનુ. સાદિકભાઈ મોટાના - નડિયાદ**

અલ્લાહ તઆલા આપણો રબ, પેદા કરનાર, માલિક, તકલીફો દૂર કરનાર, હાજતો, જરૂરિયાતો પૂરી કરનાર, આપનારો, લેનારો, મારનાર, જીવાડનાર ટૂંકમાં આપણો સર્વસ્વ છે અને તે સૌથી મોટો તથા તમામનો હાકિમ (શાસક), તમામનો માલિક અને મૌલા છે. જયારે તે આપણો સર્વસ્વ અને સર્વથી મોટો મહાન છે તો તેનો ઝિક્ર (સ્મરણ) અને તેની યાદ પણ તેટલી જ વધુ થવી જોઈએ. એટલા માટે જ અલ્લાહ તઆલાએ ઈમાનવાળાઓને તેનો વધારે પ્રમાણમાં ઝિક્ર (યાદ) કરવાનો હુકમ અપ્યો છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, અર્થાત્ : અને અલ્લાહનો વધુમાં વધુ ઝિક્ર કરતા રહો. કદાચ તમે સફળ થઈ જાઓ. (સૂરએ જુમ્અહ ૧૦) એક બીજી જગ્યાએ ફરમાવ્યું અર્થાત્ : ઈમાનવાળાઓ ! અલ્લાહનો ખૂબ જ ઝિક્ર કર્યા કરો. (અહઝાબ-૪૧) તેમજ

ફરમાવ્યું અર્થાત્ : અને અલ્લાહનો વધુમાં વધુ ઝિક્ર કરાનારા મર્દો તથા ખૂબ જ પ્રમાણમાં ઝિક્ર કરનારી ઔરતો... અલ્લાહ તઆલાએ તેમના માટે મગફિરત (બક્ષીસ) અને ઘણો જ મોટો બદલો તૈયાર કરી રાખ્યો છે. (અહઝાબ-૩૫) અલ્લાહ તઆલાએ દરેક સમયે દરેક હાલતમાં તેનો ઝિક્ર કરવાની તાકિદ કરી છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, જે લોકો ઉઠતા બેસતા અને પડખાં ફેરવતા અલ્લાહ તઆલાને યાદ કરતા રહે છે. (આલે ઈમરાન ૯૧) અલ્લાહના ઝિક્રથી દિલને શાંતિ તથા સાંત્વના, દિલાસો મળે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, જેઓ ઈમાન લાવ્યા તેમનો દિલ અલ્લાહના ઝિક્રથી ચિંતામુક્ત છે. યાદ રાખો... અલ્લાહના ઝિક્રથી દિલોને આશ્વાસન પ્રાપ્ત થાય છે. (સૂરએ રઅદ ૨૮)

## ઝિક્રની ફઝીલત હદીષોમાં :

હઝરત અબૂ હુરૈરહ રઝીઅલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું અલ્લાહ તઆલા કહે છે, મારા વિશે મારો બંદો જેવો અનુમાન (ધારણા) રાખે છે તે જ પ્રમાણે હું તેની પાસે છું અને જયારે કે તે મને યાદ કરે છે. ત્યારે હું તેની સાથે હોઉં છું.

જો તે મને પોતાના દિલમાં યાદ કરે છે તો હું તેને મારા દિલમાં યાદ કરૂં છું અને જો તે મને કોઇ સમૂહ જમાતમાં યાદ કરે છે તો હું તેને તેનાથી ઉત્તમ સમૂહ જમાતમાં યાદ કરૂં છું (એટલે કે ફરિશ્તાઓની જમાઅતમાં). જો તે મારાથી એક વેંત નજીક આવે છે તો હું તેનાથી એક હાથ જેટલો નજીક થઇ જાઉં છું અને જો તે મારાથી એક હાથ જેટલો નજીક આવે છે તો હું તેનાથી બે હાથ જેટલો નજીક થઇ જાઉં છું. અને જો તે મારી પાસે ચાલીને આવે છે તો હું દોડીને તેની પાસે જાઉં છું. (બુખારી, મુસ્લિમ)

હઝરત અબુ હુરૈરહ રઝીઅલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, અલ્લાહ તઆલાના કેટલાક ફરિશ્તાઓ એવા છે, જેઓ રસ્તાઓ પર ફરતા હોય છે અને ઝિક્ર કરનારાઓને શોધતા હોય છે જયારે તેઓ તેમને શોધી લે છે કે જેઓ અલ્લાહનો ઝિક્ર કરતા હોય છે તો તેઓ એકબીજાને બોલાવે છે અને કહે છે કે અહીં આવો તમારો મકસદ પ્રાપ્ત થઇ ગયો છે. (એટલે અલ્લાહની યાદ કરનાર મળી ગયા) પછી તે ફરિશ્તાઓ ત્યાં ભેગા મળીને તે ઝિક્ર કરનારાઓને પોતાની

પાંખો વડે પહેલા આસમાન સુધી ઢાંકી દે છે અને (જયારે તેઓ ઉપર જાય છે) તો અલ્લાહ તઆલા તેમને પૂછે છે (જયારે કે તે અલ્લાહ) તેમનાથી વધારે દરેક વાતોને જાણે છે કે મારા બંદાઓ શું કહી રહ્યા હતા? તેઓ કહેશે કે તેઓ તારી તસ્બીહ (પવિત્રતા) તકબીર (મહાનતા), તહમીદ (પ્રશંસા) અને તમજીદ (બુઝુર્ગી) કરી રહ્યા હતા. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે શું તે બંદાઓએ મને જોયો છે ? તેઓ કહે છે કે ના, તારી જાતની કસમ તેઓએ તને કદી જોયો નથી. ત્યારે અલ્લાહ તઆલા ફરમાવે છે કે જો તેઓ મને જોઈ લેતા તો શું કરતા ? ફરિશ્તાઓ કહેશે કે જો તેઓ તને જોઈ લેતા તો તેનાથી પણ વધારે તારી ઈબાદત કરતા અને તેનાથી પણ વધુ તારી મહાનતા બયાન કરતા, તસ્બીહ પઢતા. અલ્લાહ તઆલા ફરમાવે છે. સારૂં એ બતાવો કે તેઓ મારાથી શું માગે છે ? ફરિશ્તાઓ કહે છે કે તેઓ તારી પાસેથી જન્નત માગી રહ્યા છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે શું તેઓએ જન્નત જોઈ છે? ફરિશ્તાઓ કહે છે કે હે રબ ! તારી જાતની કસમ ! તેઓએ જન્નત નથી જોઈ. અલ્લાહ તઆલા ફરમાવે છે કે જો કયાંક તેમણે જન્નત જોઈ હોત તો તેઓ શું કરત ?

ફરિશ્તાઓ કહે છે કે જો તેમણે જન્નત જોઇ હોત તો તેના કરતા પણ વધુ (જન્નતના) લાલચી હોત. અને તેને મેળવવા માટે વધુમાં વધુ કોશિશ કરતા અને તેની ઘણી જ વધુ મહેચ્છા ધરાવતા. અલ્લાહ તઆલા ફરમાવે છે કે સારૂં ! તેઓ કઇ વસ્તુથી પનાહ (છૂટકારો) માંગી રહ્યા છે. ફરિશ્તાઓ કહે છે કે જહન્નમથી. અલ્લાહ તઆલા ફરમાવે છે કે શું તેઓએ જહન્નમને જોઇ છે ? ફરિશ્તાઓ કહેશે કે ના. તારી જાતની કસમ તેઓએ જહન્નમને નથી જોઇ. અલ્લાહ તઆલા ફરમાવે છે કે જો તેઓએ કયાંક જહન્નમ જોઇ લીધી હોત તો શું પરિસ્થિતિ હોત ? ફરશિતાઓ કહે છે કે જો તેમણે જહન્નમને જોઇ લીધી હોત તો તેનાથી વધારે દૂર ભાગતા અને વધારે ડરતા. ત્યારે અલ્લાહ તઆલા ફરમાવે છે કે હું તમને ગવાહ (સાક્ષી) બનાવું છું કે મેં તે બંદાઓને માફ કરી દીધા. એક ફરિશ્તો કહે છે કે હે રબ ! તે લોકોમાં એક માણસ એવો પણ છે જે તેમનામાંથી ન હોતો બલ્કે તે પોતાની જરૂરત માટે આવ્યો હતો. અલ્લાહ તઆલા ફરમાવે છે કે આ એવા બંદાઓ છે કે તેમની પાસે બેસનારો પણ બદનસીબ થઇ શકતો નથી. (બુખારી ૧૧/૨૦૮, મુસ્લિમ ૪/૨૦૬૯)

કયામતના દિવસે આદમની અવલાદ સંપૂર્ણ નિર્વસ્ત્ર હશે. શરીર પર કપડું નહીં હોય. તેનાથી વધુ એ કે સૂરજ એટલો નજીક હશે કે જાણે એક મીલનું અંતર. હાથ ઉઠાવો તો સૂરજને અડી જાય. ગરમી અને સૂરજના તાપથી બચવા માટે અલ્લાહના અર્શના છાંયડા સિવાય કોઇ જ છાંયડો નહીં હોય. અલ્લાહ તઆલા સાત પ્રકારના ભાગ્યશાળી લોકોને પોતાના અર્શના છાંયડા નીચે જગ્યા આપશે. તેમાંનો એક ભાગ્યશાળી તે પણ હશે. જેના વિષે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું જેણે એકાંતમાં અલ્લાહનો ઝિક્ર કર્યો તો તેની આંખો આંસુઓથી છલકાઇ ગઇ. (બુખારી, નસઇ, તિરમિઝી, મોઅત્તા ઇમામ માલિક)

## અલ્લાહના ઝિક્રથી લાપરવાહીનું પરિણામ :

જયારે દિલ અલ્લાહના ઝિક્રથી ખાલી અને બેપરવા થઇ જાય છે તો તેવા દિલ ઉપર શૈતાન બેસી જાય છે અને તે વ્યકિતને બેચેન બનાવી દે છે અને જાણી કે અનુભવી ન શકાય તેવી ફૂંકો મારીને તેને વસવસામાં નાખી દે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે જે લોકોના દિલોમાં વસવસો પેદા કરે છે. (સૂરએ અન્નાસ પ) તેમજ

ફરમાવ્યું, જેઓ રહ'માન (અલ્લાહ) ના ઝિક્રથી બેપરવાહી ધારણ કરે છે અમે તેના ઉપર એક શૈતાન મુકરર કરી દઇએ છીએ. તે તેનો સાથી હોય છે. (સુરએ ઝુખરૂફ ૩૬) તે શૈતાન અલ્લાહની યાદથી દૂર રહેનારનો સાથી બની જાય છે. જે દરેક સમયે તેની સાથે જ રહે છે અને નેકીઓથી રોકે છે. તેનાથી અલગ પડતો નથી. બલ્કે તમામ કામોમાં તેનું જ અનુસરણ અને તેના તમામ વસવસાઓમાં તેની ફરમાબરદારી કરે છે.

**અલ્લાહના ઝિક્રથી દૂર રહેનારાઓની સાથે દુન્યા અને આખેરતમાં કેવી વર્તણુંક થશે?**

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : જે મારી યાદથી મોઢું ફેરવી લેશે (બેપરવાઇ કરશે) તેનું જીવન તંગ બની જશે અને અમે તેને કયામતના દિવસે આંધળો કરીને ઉઠાવીશું. તે કહેશે કે ઇલાહિ ! તે મને આંધળો કરીને કેમ ઉઠાવ્યો ? જયારે કે હું જોઇ શકતો હતો. જવાબ મળશે કે આમ જ થવું જોઇતું હતું. તેં મારી આયતોથી બેપરવાઇ દર્શાવી. જેથી આજે બિલકુલ ખબર લેવામાં નહીં આવે. (તાહા - ૧૨૪)

**અસંખ્ય વસ્તુઓથી અલ્લાહનો ઝિક્ર થાય છે.**

દિલથી ઝિક્ર તેની આયતો તથા નિશાનીઓમાં ચિંતન-મનન કરવું છે અને ઝબાનથી ઝિક્ર તેની તસ્બીહ, તમજીદ તહલીલ (લાઇલાહા ઇલ્લલ્લાહ) તકબીર, ઝિક્ર અને ઇબાદતના શબ્દો અને કુર'આનની તિલાવત છે અને શરીરના અવયવોથી ઝિક્ર જેમ કે નમાઝ, રોઝા, હજ્જ, સદકો વગેરે.

**તસ્બીહ :**

અલ્લાહના ઝિક્રમાં તસ્બીહને ઘણી જ મહત્વતા પ્રાપ્ત છે તેથી જ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, હે ઇમાનવાળાઓ ! અલ્લાહને ખૂબ જ વધુ પ્રમાણમાં યાદ કર્યા કરો અને સવાર-સાંજ તેની તસ્બીહ (પવિત્રતા) બયાન કર્યા કરો. (અહઝાબ- ૪૧)

સૃષ્ટિની તમામ વસ્તુ રજે-રજ અલ્લાહ તઆલાની તસ્બીહ પઢે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું સાતેય આસમાનો અને જમીનો અને જે કંઇ પણ તેમાં છે તેની જ તસ્બીહ કરી રહ્યા છે. તેવી કોઇ જ વસ્તુ નથી જે તેની પવિત્રતા અને વખાણ સાથે તેને યાદ ન કરતી હોય. હા તે વાત સાચી છે કે તમો તેમની તસ્બીહ સમજી શકતા નથી. તે ઘણો જ સહનશીલ, ગંભીર (સ્વભાવનો) અને

માફ કરનાર છે. (બની ઇસ્રાઇલ-૪૪)

એટલે કે બધા જ તેના ફરમાબરદાર અને પોતપોતાની રીતે તેની તસ્બીહ અને તહમીદમાં લાગેલા છે. જો કે આપણે તેમની તસ્બીહ, તહમીદને ન સમજી શકીએ તેની પુષ્ટિ, સાબિતી કુર'આનની કેટલીક આયતોથી પણ થાય છે. દા.ત. હઝરત દાઉદ અલયહિસ્સલામ વિષે આવ્યું છે અમે ડુંગરોને દાઉદના તાબે કરી દીધા હતા તે ડુંગરો દાઉદ સાથે સવાર-સાંજ તસ્બીહ બયાન કરતા હતા. (સૂરએ સાદ ૧૮) તે જ પ્રમાણે અલ્લાહ તઆલાએ વિજળીની ગર્જના વિષે ફરમાવ્યું અને વિજળીની ગર્જના તેની હમ્દ (વખાણ) ની સાથે પવિત્રતા બયાન કરે છે. (રઅદ ૧૩)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વાદળાના ગડગડાટ અને વિજળીની ગર્જના સાંભળીને આ દુઆ પઢતા. **સુબ્હાનલ્લાહિલ્લઝી યુસબ્બિહુર રઅ'દુ બિ હમ્દિહી વલ્મલાઇકતૂ, મિન ખીફતિહી.** પાક છે તે જાત (અલ્લાહ) જેના વખાણની સાથે વિજળીની ગર્જના તસ્બીહ બયાન કરે છે અને ફરિશ્તા તેના ડરથી. કેટલાક પથ્થરો વિષે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : અને કેટલાક

પથ્થરો અલ્લાહના ડરથી ખરી પડે છે. (સૂરએ બકરહ-૭૪) કેટલાક સહાબહ રઝીઅલ્લાહુ અન્હુ બયાન કરે છે કે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ખાઈ રહ્યા હતા તેવામાં તેમણે ખાવામાંથી તસ્બીહનો અવાજ સાંભળ્યો.

(સહીહ બુખારી કિતાબુલ મનાકિબ-૩૫૭૯)

એક બીજી હદીષથી સાબિત છે કે કીડીઓ અલ્લાહની તસ્બીહ બયાન કરે છે. (બુખારી ૩૦૧૯, મુસ્લિમ ૧૭૫૯) તેવી જ રીતે જે લાકડીના ટેકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખુત્બો આપ્યા કરતા હતા જયારે લાકડાનું મિમ્બર બની ગયું અને તેને આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ છોડી દીધી તો બાળકની જેમ તેમાંથી રડવાનો અવાજ આવતો હતો. (બુખારી ૩૫૮૩)

મક્કામાં એક પથ્થર હતો જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સલામ કર્યા કરતો હતો. (મુસ્લિમ ૧૭૮૨)

આ આયતો તથા સહીહ હદીષોથી સાબિત થાય છે કે પદાર્થો અને વનસ્પતિઓ, લીલોતરીની અંદર પણ એક ખાસ પ્રકારની સમજ છે. જેને ભલે આપણે ન સમજી

શકીએ. પરંતુ તેઓ તે સમજશકિત મુજબ અલ્લાહની તસ્બીહ કરતા હોય છે.

**તસ્બીહથી તકલીફ દૂર થાય છે :**

આ બાબત કુર'આન શરીફમાં હઝરત યુનુસ અલયહિસ્સલામનો બનાવ ઘણી જગ્યાએ વિસ્તૃત રૂપે રજૂ થયો છે. જેમાં વિસ્તારપૂર્વક અલ્લાહ તઆલા ફરમાવે છે કે જો માછલીના પેટમાં હઝરત યુનુસ અલયહિસ્સલામ અલ્લાહની તસ્બીહ બયાન ન કરત તો કયામત સુધી માછલીનું પેટ તેમના માટે કેદખાનું બની રહેત. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું માછલીવાળા (હઝરત યુનુસ અલયહિસ્સલામ) ને યાદ કરો જયારે કે તેઓ ગુસ્સામાં ચાલી નીકળ્યા અને એમ સમજતા હતા કે અમે તેને પકડી નહીં શકીએ. છેવટે તેઓ અંધકારમાંથી પોકારી ઉઠયા કે ઇલાહિ તારા સિવાય કોઇ સાચો મઅબૂદ (ઇબાદતને લાયક) નથી. તું પાક છે. બેશક હું જાલિમોમાંથી થઇ ગયો. તો અમે તેની પોકાર સાંભળી લીધી અને તેને દુઃખમાંથી છૂટકારો આપ્યો અને અમે ઇમાનવાળાઓને આવી જ રીતે બચાવી લઇએ છીએ.

(સૂરહ અમ્બિયા ૮૭-૮૮).

એક બીજી જગ્યાએ ફરમાવ્યું અને નિઃશંકપણે યુનુસ અલયહિસ્સલામ નબીઓમાંથી હતા. જયારે ભાગીને ભરેલી હોડીમાં પહોંચ્યા પછી કુરઅહ અંદાજી થઇ (પાસો ફેંકયો) તો તેઓ પરાજિત ઠર્યા. ત્યારબાદ માછલી તેમને ગળી ગઇ. તો તેઓ ખૂદ પોતાની જાતને વખોડવા લાગ્યા. જો તેઓ તસ્બીહ (પવિત્રતા) બયાન કરનારાઓમાં ન હોત તો લોકોના ફરી ઉઠાડવાના દિવસ (કયામત) સુધી તેના પેટમાં જ રહેતા. તો અમે તેમને ખૂલ્લા મેદાનમાં નાખી દીધા અને તેઓ તે સમયે બિમાર હતા અને તેમના ઉપર છાંયો કરનાર એક વેલદાર વૃક્ષ અમે ઉગાડી દીધું અને અમે તેમને એક લાખ ઉપરાંત વ્યકિતઓની તરફ મોકલ્યા. તેઓ ઈમાન લાવ્યા અને અમે એક જમાના સુધી સુખ-સાહ્યબી અર્પણ કરી. (સાફ્ફાત ૧૩૯ થી ૧૪૮)

હઝરત યુનુસ અલયહિસ્સલામ ને એક લાખથી વધુ વ્યકિતઓ તરફ પૈગમ્બર (સંદેશવાહક) બનાવીને મોકલવામાં આવ્યા. તેઓએ એક સમયગાળા સુધી પોતાની કોમ (સમાજ) ને હક સંદેશ પહોંચાડયો. અને તોહીદ (એકેશ્વરવાદ) તરફ બોલાવ્યા. પરંતુ નાફરમાન કોમે કંઇ ન સાંભળ્યું. જયારે યુનુસ અલયહિસ્સલામ

નિરાશ થઇ ગયા તો કૌમ માટે દરિયા કિનારે જઇને અઝાબે ઈલાહિની બદદુઆ કરી અને નારાજગી દર્શાવતા શહેરથી નીકળી ગયા અને એક હોડીમાં સવાર થઇ ગયા. રસ્તામાં હોડી દરિયાના મોજામાં સપડાઇ ગઇ અને પ્રવાહમાં તણાઇ જવાની તૈયારીમાં હતી. હોડીવાળાઓએ ચિઠ્ઠીઓ ઉછાળી (છેલ્લા નિર્ણય માટે પાસાં ફેંક્યા) તેમાં હઝરત યુનુસ અલયહિસ્સલામનું નામ નીકળ્યું અને ત્રણ વાર આમ જ બન્યું. છેવટે હઝરત યુનુસ અલયહિસ્સલામ એ દરિયામાં કૂદકો લગાવી દીધો અને એક મોટી માછલી આપ અલયહિસ્સલામને ગળી ગઇ.

હઝરત યુનુસ અલયહિસ્સલામને પશ્ચાતાપ થયો કે તેમનાથી અલ્લાહની નાફરમાની થઇ ગઇ છે તેથી દુઃખ અને પસ્તાવાની હાલતમાં માછલીના પેટમાં જ અલ્લાહની સામે કરગરવા લાગ્યા અને કહ્યું **"લા ઈલાહા ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન."** તારા સિવાય કોઇ જ ઈબાદતને લાયક નથી. તું પાક છે. બેશક હું ગુનેગારોમાંથી છું. (અમ્બિયા ૮૭) અલ્લાહના હુકમથી માછલીએ આપને ચોખ્ખી જગ્યાએ બહાર કાઢી નાખ્યા. ત્યાં અલ્લાહ તઆલાએ તેની રહમતથી એક વેલો ઉગાડી

દીધો. જેના વડે આપ છાંયડો પણ મેળવી શકતા અને ખાવાનું પણ. પછી અલ્લાહ તઆલાએ આપને આદેશ આપ્યો કે હવે આપ કૌમની પાસે જાઓ અને દીન, ધર્મની સાચી રાહ બતાવો.

**તસ્બીહના અમુક કામો છે અને અમુક અઝકાર** (જીભ અને દિલથી થતી અલ્લાહની યાદ) છે. (૧) તસ્બીહનું એક કામ તસ્બીહના શબ્દોને ગણવું છે. હઝરત અબુ હુરૈરહ રઝીઅલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે ગરીબ મુહાજીરીન નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં આવ્યા અને અરજ કરી કે હે રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ! માલદાર લોકો ઉચ્ચ દરજ્જાઓ અને હરહંમેશ રહેનારી નેઅમતો લઈ ગયા. તેઓ અમારી જેમ નમાઝ પઢે છે અને અમારી જેમ રોઝા રાખે છે. તેમને માલની વિશેષતા પ્રાપ્ત છે. તેઓ હજ્જ કરે છે. ઉમરાહ કરે છે, જિહાદ કરે છે અને સદકો કરે છે. આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું કે શું હું તમને એક એવી વસ્તુ ન બતાવું જેના વડે તમે તે લોકોની સાથે થઈ જાઓ. જેઓ તમારાથી આગળ છે અને તેમનાથી આગળ વધી જાઓ. જેઓ તમારાથી પાછળ છે. અને કોઈપણ તમારાથી

અફઝલ, વિશેષ ન હોય ! સિવાય કે તે વ્યકિતના કે જે તમારા જેવા જ કાર્યો કરે. સહાબએ કિરામ રઝીઅલ્લાહુ અન્હુએ ફરમાવ્યુંઃ હા, યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જરૂર ફરમાવો. નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, તમે દરેક નમાઝ પછી ૩૩ (તેત્રીસ) વખત તસ્બીહ (સુબ્હાનલ્લાહ) તહમીદ (અલ્હમ્દુલિલ્લાહ) અને તકબીર (અલ્લાહુઅકબર) પઢ યા કરો.

હઝરત અબુ સાલિહ જેમણે આ હદીષને હઝરત અબુ હુરૈરહ રઝીઅલ્લાહુ અન્હુથી વર્ણન કરી છે ફરમાવે છે કે જયારે આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ થી તસ્બીહ તહમીદ અને તકબીર પઢવાની પદ્ધતિ વિષે પૂછવામાં આવ્યું તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ પ્રમાણે કહ્યું, સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ અને અલ્લાહુ અકબર અને તેમાંથી દરેકને ૩૩ (તેત્રીસ) વખત પઢે. (બુખારી, મુસ્લિમ)

ઈમામ મુસ્લિમે પોતાની રિવાયતમાં આ પ્રમાણે વધારો કર્યો છે. મુહાજિરીન ગરીબો, ફરીવાર નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને

અરજ કરી અમારા માલદાર ભાઈઓએ પણ આ અમલ વિષે સાંભળી લીધું છે. જે અમે કરીએ છીએ અને તેમણે પણ આ અમલ કરવાનું શરૂ કરી દીધું છે તો નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યુંઃ તે અલ્લાહનો ફઝલ (કૃપા) છે જેને ચાહે આપે છે. (મુસ્લિમ)

હઝરત કઅબ બિન ઉજ્રહ રઝીઅલ્લાહુ અન્હુથી વર્ણન છે કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું (નમાઝ) પછી પઢવામાં આવતા કેટલાક કલિમાત (શબ્દો) છે જેને પઢનારા અથવા ફરમાવ્યું કરનારા કદી નિરાશ નથી થતા. દરેક ફરજ નમાઝ પછી ૩૩ વખત સુબ્હાનઅલ્લાહ ૩૩ વખત અલ્હમ્દુલિલ્લાહ અને ૩૪ વખત અલ્લાહુ અકબર પઢવું છે. (મુસ્લિમ)

## તસ્બીહના શબ્દોને કેવી રીતે અને કઇ વસ્તુ ઉપર ગણી શકાય ?

આ બાબતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બે પ્રકારની હદીષો મળે છે.

**(૧) પહેલી હદીષ :** હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રઝીઅલ્લાહુ અન્હુનું વર્ણન છે કે મેં રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના જમણા હાથ (હથેળી) ઉપર સુબ્હાનલ્લાહ ગણતા જોયા. (મુસ્નદ અહમદ, તિર્મિઝી, નસઈ, ઇબ્નેમાજહ, ઇબ્નેહિબ્બાન, બૈહકી સહીહ)

**(૨) બીજી હદીષ :** હઝરત યુસૈહ બિન્તે યાસિર રઝીઅલ્લાહુ અન્હુ બયાન કરે છે કે રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું : હે મુસ્લિમ બાનુઓ ! તમે તસ્બીહ, તહ'લીલ, અને તકદીસ (અલ્લાહની પવિત્રતા, લાઇલાહા ઇલ્લલ્લાહ અને બુઝુર્ગી) બયાન કરતી રહો. તેનાથી બેપરવાઇ કરશો નહીં. નહીં તો અલ્લાહની રહેમતથી દૂર થઇ જશો અને તેને આંગળીઓ ઉપર ગણતી રહેજો કેમ કે કયામતના દિવસે તેમનાથી (આંગળીઓથી) પૂછવામાં આવશે તો તેઓ ગવાહી આપશે. (મુસ્નદ અહમદ, અબૂદાઉદ, તિર્મિઝી)

આ બન્ને હદીષો એ વાતની ચોખ્ખી દલીલો છે કે ઝિક્ર અને તસ્બીહને ગણવાનો સુન્નત માન્ય તરીકો એ જ છે કે તેને આંગળીઓના વેઢાઓ ઉપર ગણવામાં આવે. પહેલી હદીષથી ફકત જમણા હાથની આંગળીઓ ઉપર તસ્બીહ ગણવું સાબિત થાય છે. જયારે બીજી હદીષ આમ,

સામાન્ય છે જેમાં જમણા કે ડાબા હાથનું વર્ણન નથી બલ્કે ફક્ત આંગળીઓ ઉપર ગણવાનું વર્ણન છે.

પરંતુ અફસોસ છે કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સુન્નત પ્રમાણિત તરીકો હોવા છતાં મુસલમાનોની એક મોટી સંખ્યા આ તસ્બીહો અને ઝિક્ર અઝકારને દોરાઓમાં પરોવેલા દાણાઓની માળાઓ ઉપર અથવા તસ્બીહના બનાવટી દાણાઓ, કાંકરીઓ અને ગોટલીઓ ઉપર ગણવાને બહુ મોટી બુઝુર્ગી અને સવાબનું કામ ગણે છે. હવે તો લોકો હજ અને ઉમ્રહનો સફર કરી મક્કા અને મદીનાથી જાત-જાતની અને ભાત-ભાતની રંગબેરંગી, સુશોભિત પથ્થરો તથા પ્લાસ્ટિક, મોતીઓની બનેલી માળાઓ જેને તસ્બીહનું નામ આપી દેવામાં આવ્યું છે. ખૂબ જ દીની અકિદત અને લાગણીથી ખરીદી સવાબની નિય્યતથી પોતાના સગા-સંબંધીઓ મિત્રોને હદયા (ભેટ) સ્વરૂપે આપે છે. અને સૂફી ટાઇપ આલીમો તેમજ આમ લોકો આ તસ્બીહની બનાવટી માળાઓનું એટલો વધારે પ્રમાણમાં ઉપયોગ કરવા લાગ્યા કે એવું જણાવવા લાગ્યું કે તસ્બીહ ગણવાનો સુન્નત માન્ય આ જ સાધન અને તરીકો છે. વળી અમુક લોકો પથ્થરો અને

ગોટલીઓ ઉપર ઝિક્ર અને તસ્બીહ ગણવાની હદીષો પણ રજૂ કરે છે. જેમાંની એકપણ હદીષ સચોટ અને પ્રમાણિત નથી.

મઝહબે ઇસ્લામ એક સંપૂર્ણ મઝહબ છે જે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હાથો ઉપર હજ્જતુલ્વીદાઅ (અંતિમ હજ) ના અવસરે અરફહના દિવસે અરફાતના મેદાનમાં દરેક રીતે સંપૂર્ણ કરી દેવામાં આવ્યું અને અલ્લાહે તેના ઉપર પોતાની પ્રસન્નતાની મહોર લગાવી દીધી અને ફરમાવ્યું, અર્થાત્ : આજે મેં તમારા માટે તમારા મઝહબ (ઇસ્લામ) ને સંપૂર્ણ કરી આપ્યું છે અને તમારા ઉપર મારી નેઅમત પૂર્ણ કરી આપી છે અને તમારા માટે મઝહબે ઇસ્લામ ઉપર પ્રસન્ન છું. (સૂરએ અલમાઇદહ)

હવે આ સંપૂર્ણ મઝહબમાં પોતાના તરફથી કંઇક નવી વસ્તુ નાખવી પણ હરામ અને બિદઅત છે અને તેમાંથી કોઇ વસ્તુ કાઢવી પણ હરામ અને બિદઅત છે. દીનમાં નવી વસ્તુઓ ઉપજાવી કાઢવી એટલો મોટો ગુનાહ છે કે જેનાથી સાવચેત કરવા માટે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના જુમઅહના દરેક ખુત્બહ (પ્રવચન) માં

લોકોને ચેતવણી આપતા હતા અને ફરમાવતા હતા, અર્થાત્ : લોકો સૌથી બહેતર વાત અલ્લાહની કિતાબ કુર'આન છે અને સૌથી બહેતર તરીકો મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો તરીકો છે. સૌથી ખરાબ કામ દીન (મઝહબ) માં નવા-નવા કામો કાઢવા છે. સાંભળી લો દરેક નવું કામ બિદઅત છે અને દરેક બિદઅતનું બીજું નામ ગુમરાહી છે અને ગુમરાહી જહન્નમ તરફ દોરી જનારી વસ્તુ છે. તેમજ નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એ ફરમાવ્યું જેણે દીનના નામ ઉપર એ કામ કર્યું જે મેં નથી કહ્યું તો તે કામ રબદાતલ છે.

બનાવટી તસ્બીહની બિદઅતનો સફાયો તો સહાબએ કિરામ રઝીઅલ્લાહુ અન્હુ ની હયાતીમાં જ થઇ ચૂકયો હતો. સુનન દારમીમાં એક લાંબી હદીષ વર્ણન થઇ છે જેનો ખુલાસો એ છે કે એક વખત હઝરત અબુ મુસા અશઅરી રઝીઅલ્લાહુ અન્હુ એ અબ્દુલ્લાહ બિન મસઉદ રઝીઅલ્લાહુ અન્હુ ને સમાચાર આપ્યા કે તેમણે હમણાં જ મસ્જિદમાં એક નવી વિચિત્ર વસ્તુ જોઇ છે. મેં મસ્જિદમાં લોકોને જોયા કે તેઓ નોખી-નોખી ટોળીઓ બનાવીને બેઠા છે, નમાઝની રાહ જોઇ રહ્યા છે. તેમના હાથોમાં

કાંકરીઓ છે. દરેક ટોળીમાં એક વ્યક્તિ છે જે તેમને કહે છે કે સો વખત 'અલ્લાહુ અકબર' કહો તો તેઓ સો વખત તેવું જ કહે છે. પછી તેવી જ રીતે સો વખત 'લાઈલાહ ઈલ્લલ્લાહ' અને 'સુબ્હાનલ્લાહ' કહેવાનું કહે છે તો તેઓ તેવું જ કહે છે. આ સાંભળી હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રઝીઅલ્લાહુ અન્હુ તેમના સાથીઓ સાથે તે લોકો પાસે ગયા અને એક ટોળી પાસે ઉભા રહી પૂછયું આ તમે શું કરી રહ્યા છો ? તેમણે કહ્યું અમે આ પથ્થરો ઉપર તસ્બીહ ગણી રહ્યા છીએ. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રઝીઅલ્લાહુ અન્હુએ કહ્યું આનાથી બહેતર છે કે તમે તમારા ગુનાહો ગણો. અફસોસ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનનારાઓ કેટલી જલ્દી તમે બરબાદીમાં પડી ગયા. હજુ તો સહાબહ રઝીઅલ્લાહુ અન્હુની બહુમત સંખ્યા હાજર છે. હજુ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વસ્ત્રો પણ જૂના નથી થયા. હજુ આપના વાસણો પણ તૂટયા નથી. અલ્લાહની કસમ કાં તો તમે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બતાવેલા દીન 'મઝહબ' થી વધુ સારા દીન અને મઝહબ પર છો કાં તો પછી ગુમરાહીના દ્વાર ખોલી રહ્યા છો. લોકોએ કહ્યું

હઝરત ! અમે તો નેકીના ઇરાદાથી આવું કરી રહ્યાં છીએ. હઝરત ઇબ્ને મસ્ઉદ રઝીઅલ્લાહુ અન્હુ ઘણા લોકો એવા હોય છે કે જેઓ નેકી કરતા હોવા છતાં પણ નેકીને પામતા નથી. ખુલાસો એ છે કે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રઝીઅલ્લાહુ અન્હુથી ઘણી સનદોથી વર્ણન થયેલ આ ઘટનાથી જાણ થાય છે કે ઇબ્ને મસ્ઉદ રઝીઅલ્લાહુ અન્હુએ ખૂબ જ સખ્તાઇપૂર્વક તે લોકોને ટકોર કરી અને મનાઇ કરી હતી. જે લોકોએ સુન્નત માન્ય તરીકો છોડી તસ્બીહ ગણવાનો નવો તરીકો નેકીનું કામ સમજીને શોધી કાઢયો હતો અને તેના ઉપર અમલ કરવા લાગ્યા હતા. જયારે ફકત કાંકરીઓ ઉપર તસ્બીહ ગણવા માટે આટલી સખ્ત ટકોર કે મનાઇ થઇ હોય અને તેને બિદઅત કહેવામાં આવી હોય તો આ કાંકરીઓને દોરાઓમાં પરોવીને બિનઇસ્લામી માળાઓની નકલ કરી તેના ઉપર તસ્બીહ ગણવી તેના કરતાં પણ મોટી બિદઅત અને જાહેર ગુનાહ દેખાય છે. અલ્લાહ આપણને બિદઅતથી બચાવે અને સુન્નત પર અમલ કરવાની તૌફીક આપે. આમીન.

**(૨) તસ્બીહના અમુક અઝકાર (જીભથી બોલવામાં આવતા શબ્દો) છે :**

(૧) આપણામાંથી કોણ એવો વ્યકિત છે જેની એ ઇચ્છા ના હોય કે તેના ગુનાહો માફ થઇ જાય અને એટલા ગુનાહ માફ થઇ જાય જે સમુદ્રના ફીણ બરાબર હોય તો તે વ્યકિને જોઇએ કે તે સવાર-સાંજ એકસો (૧૦૦) વખત **'સુબ્હાનલ્લાહિ વબિ હમ્દિહી'** પઢે. (હું પવિત્રતા બયાન કરૂં છું અલ્લાહની પ્રશંસા સાથે)

**ફાયદો :** કયામતના દિવસે આ શબ્દો પઢનારથી અફઝલ (વિશેષ) કોઇનો અમલ નહીં હોય સિવાય કે તે વ્યકિત કે જે આટલું જ કે તેનાથી વધુ આ તસ્બીહને પઢે. (મુસ્લિમ)

(૨) બે શબ્દો છે જે રહમાન (અલ્લાહ) ને ખૂબ જ પસંદ છે. જીભ ઉપર ખૂબ જ સરળ છે અને કયામતના દિવસે ત્રાજવામાં ખૂબ જ ભારે છે. **'સુબ્હાનલ્લાહિ વબિહમ્દીહી' 'સુબ્હાનલ્લાહિલ અઝીમ'** (બુખારી)

(૩) **'સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી અદદખલકિહિ, વ રિઝા નફસિહી, વઝિનત અર્શિહી, વમિદાદ કલિમાતિહી'** (અલ્લાહની પવિત્રતા છે. તેની તારીફ સાથે તેના સર્જનની

સંખ્યા બરાબર અને તેના આત્માની પ્રસન્નતા બરાબર અને તેના અર્શના ભાર બરાબર અને તેના શબ્દોની સાહી બરાબર)

**ફાયદો :** જે વ્યકિત ફજરની નમાઝ પછી તસ્બીહના આ શબ્દોને ત્રણ વાર પઢશે તેને ફજરથી લઇ ચાશ્તનાં સમય સુધી જે પણ અઝકાર કરી શકવા શકય હોય તેટલો સવાબ મળે છે. (મુસ્લિમ)

(૪) નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે મજલિસ (બેઠક) બરખાસ્ત થતી ત્યારે તસ્બીહના આ શબ્દો કહેતા **'સુબ્હાનકલ્લાહુમ્મા વબિહમ્દિક અશ્હદુ અલ્લાઈલાહ ઈલ્લા અન્ત અસ્તગફીરૂક વ અતૂબુ ઈલયક'** (સુનનતિર્મિઝી સહીહ અલબાની)

## ઈસ્લામિક ઈન્ફો. સેન્ટર, કચ્છ દ્વારા પ્રકાશિત પુસ્તકો

| પુસ્તકનું નામ | લેખક |
|---|---|
| ઈદે કુરબાં : અહકામ વ ફઝાઈલ .... | મૌ. રઝાઉલ્લાહ અ.કરીમ મદની |
| મસાઈલે મૈયત .................... | મૌ. અકબર અલી અષરી |
| ગુનાહે કબીરા .................... | ઈમામ શમ્સુદ્દીન ઝહબી (રહ.) |
| ફઝાઈલે કુર્આન મજીદ (સંક્ષિપ્ત)... | મૌ. મુહમ્મદ ઈકબાલ કીલાની |
| દુઆએં .......................... | મૌ. શાહીદ જામઈ 'રાજકોટી' |
| સ્ત્રીઓના વિશિષ્ટ મસાઈલ ........ | ડો. સાલેહ બિન ફઉઝાન |
| મીલાદુન્નબી અને મોહબ્બત રસુલ (સ.અ.વ.) ............... | ડો. ફઝલુર્રહમાન મદની |
| સિરતુન્નબી (સ.અ.વ.) ક્વિઝ..... | અબુ વસીમ અ.રહીમ મુહમ્મદી |
| સીરતે નબવી અને ગેરઈસ્લામી વિચારો .......................... | મૌ. અબુલઆસ વહીદી |
| તોહફા-એ-રમઝાન ................ | સંકલીત |
| રેહબરે હજ્જ ...................... | મૌ. શફી શયદા |
| ઝકાતના મસાઈલ ................. | મૌ. મુહમ્મદ ઈકબાલ કીલાની |
| રોઝાના મસાઈલ .................. | મૌ. મુહમ્મદ ઈકબાલ કીલાની |
| હજ્જ અને ઉમરાહના મસાઈલ ...... | મૌ. મુહમ્મદ ઈકબાલ કીલાની |